1921

॥ ॐ ॥

॥ श्री हरी [illegible] न नमः ॥

# જાલીમ જમાનો

યાને

# ધ્રુજતી ધરા.

119

## નાટકનો ટુંક સાર તથા ગાયનો

---

## સ્વદેશ હિતવર્ધક કલબ—બુહારી.


પ્રયોજક તથા લેખકઃ—કાળીદાસ ગીરધરલાલ શાહ.

હારમોનિયમ માસ્તર.

મુ૦. નાના ફોફળીઆ. હાલ નિવાસી—વાલોડ—બુહારી.



આવૃત્તી ૧ લી] [પ્રત ૭૫૦


---



---


સંવત ૧૯૭૮] [સને ૧૯૨૧.

કાર્તિક સુદી ૧. તા. ૩૧-૧૦-૨૧.

કીંમત ૦-૩-૦ (ત્રણ આના.)

સુરત ચઉટાના પુલ ઉપર આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
કાળીદાસ ગીરધરલાલ શાહ.
મુ૦ નાના ફોફળીઆ, પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું વાલોડ-બુહારી.

# જાલીમ જમાનો નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

નાદિરશાહ ...... દિલ્હીનો મોગલ પાદશાહ.
સમરસિંહ ...... ગુર્જરાધિપતિ.
કેશરી ... ...... નાદિરશાહનો આશ્રિત રજપુત.
દુર્જનસિંહ ...... સમરસિંહનો નાનો ભાઇ.
લાલદાસ ...... દારૂડીઓ શેઠ.
બલીહારીદાસ ... ગાંજાવાળો ભેરો.
અદુમીઆં ...... અફીણી.
શામલો... ...... તાડીવાળો દુબળો.
પાનાચંદ ...... ધનનો લોભી વાણીઓ.
શંકરભટ્ટ......... એક બ્રાહ્મણ.
રંગીલો ......... સહેલાણી રંગીલીપર આશક પડેલો વાણીઆનો (છોકરો.

એ સિવાય ખેડુત, સરદારો, પોલીસો વગેરે.

## સ્ત્રી પાત્રો.

સરોજ ...... સમરસિંહની પુત્રી.
ચંપાવતી ... સમરસિંહની સ્ત્રી–વીરાંગના.
શ્રીમતી ...... દુર્જનસિંહની સ્ત્રી–સતી સાધ્વી.
રંગીલી ...... પાનાચંદની સ્ત્રી.
અમમરત ... વિધવાબાઇ વાણીયણ
શામલી ...... દુબળી.

એ સિવાય બાળાઓ, સખીઓ, દાસીઓ, વીરાંગનાઓ.

શ્રી

# જાલીમ જમાનો યાને ધ્રુજતી ધરા.

## નાટકનો ટુંક સાર.



### અંક પહેલો.

પ્રવેશ ૧ લો—સ્થળ-રસ્તો—બાળાઓનું વસ્તુ સુચન.

પ્રવેશ ૨ જો—સ્થળ-જંગલ—હીંદ દેવીનું શોકજનક દશામાં પ્રગટ થવું, સ્થીતી ચાલુ જમાનાનું વૃતાંત, બાદ પ્રયાણ.

પ્રવેશ ૩ જો—સ્થળ-રસ્તો—હીંદુ મુસલમાનની લડાઇ, હીંદ દેવીનું પ્રગટ થઇ ઐકયતાનું ભાન કરાવવું.

પ્રવેશ ૪ થો—સ્થળ-નાદિરશાહનો દરબાર—નાદીરશાહનું ગર્વમાં ફુલાઇ સામંતો સાથે આનંદ, ત્યાર બાદ કેશરીનું આવવું તેને સેનાપતીની પદવીએ દાખલ કરવો, ગુર્જરધિપતી નરેશ સમરસીંહને પત્રીકા લખી આમંત્રણ.

પ્રવેશ ૫ મો—સ્થળ-રસ્તો—દારૂડીઆ તાડીવાળા ગાંજાવાળા અફીણી વિગેરેએ મળી આનંદ કરવો, ત્યાર બાદ ધનલોભી પાનાચંદને ત્યાં ચોરી કરવા જવું.

પ્રવેશ ૬ ઠો—સ્થળ-રાજા સમરસીંહનો દરબાર—રાજ્ય સંબંધી વાતચીત, સરદાર નાદીરશાહના તરફથી સીપાઇનું પત્રીકા લઇ આવવું, પત્રીકા વાંચવી, સમરસિંહનો ક્ષત્રી ટેકને છોડી મલેચ્છને તાબે ન થવા નિશ્ચય, દુર્જનનું વચ્ચે પડવું, બાદશાહ નાદીર સાથે વેર બાંધવાથી રાજયને પાયમાલ કરશે તે વિષે સુચન, સમરસિંહે તેને

ધિક્કારી કાઢવો, દુર્જનનું બાદશાહને શરણે જવા ઠરાવ કરી ચાલ્યા જવું.

પ્રવેશ ૭ મો—સ્થળ-રસ્તો—દુર્જનનું અપમાન થયેલું હોવાથી ક્રોધાવેશમાં બાદશાહને મળી સમરસિંહને ઠાર કરવા વિચાર, ત્યાં દુર્જનની સ્ત્રી શ્રીમતીનું આવવું, પતિને શીખામણ, દુર્જને તેને ધીક્કારી ચાલ્યા જવું.

પ્રવેશ ૮ મો—સ્થળ-જંગલ નાદીરશાહની છાવણી—ત્યાં પુરેલા દુર્જનનું આવવું, રાત્રીનો સમય, પોલીસે રોકાણ કરવું, દુર્જને પોલીસના કાલાવાલા કરી બાદશાહને નિંદ્રાથી જાગ્રત કરવા કહેવું, નાદીરશાહનું આવવું, દુર્જનને પોતાની તહેનાતમાં રાખી લેવો,

સરદારની જગ્યાએ રહી કામ સર્વ બજાવજો,
હાજર હરનીશ રહી હુકમ હંમેશ ઉઠાવજો.

દુર્જનની તે પ્રમાણે વર્તવા પ્રતીજ્ઞા, સરદારે સમરસીંહ માટે શું કરવું તે વિષે પુછવું, દુર્જને લઢાઇ કરવા રસ્તો બતાવવો, સરદારોનું તે તરફ કુચ કરવા સામંતોને આજ્ઞા.

પ્રવેશ ૯ મો—સ્થળ-પાનાચંદનું ઘર—રંગીલીનું ગાયન ગાતા આવવું, આશક રંગીલનું આવવું મેળાપ આનંદ, પાનાચંદનું ઉઘરાણી કરીને આવવું, બારણું ઉઘાડવા બુમ મારવી, રંગીલનું ગભરાવું, રંગીલીએ પોતાની સાડી પહેરાવી ઘંટીએ બેસાડવો, પાનાચંદનું આવવું, પાનાચંદે રંગીલીને આ કોણ છે એમ પુછવું, પાનાચંદે તેને દળવા આવવા ના કહી બહાર કાઢી મુકવી, રંગીલનું ચાલ્યા જવું.

પ્રવેશ ૧૦ મો—સ્થળ-રાજમહેલ—રાજા સમરસિંહની રાણી સાથે વાતચીત, ત્યાં સીપાઇનું આવવું. જુલમ થયો લશ્કર અંદર દાખલ થાય છે તે વિષે સમાચાર જણાવવા. રાજાનું ક્રોધે ભરાવું, લડવા જવા માટે રાણી પાસે રજા માંગવી, રાણીએ રજા આપવી, ક્ષત્રીની ટેકને ખાતર પ્રાણની પરવા નહીં કરતાં લડજો, હું પણ આવું છું કહી વિદાય થવું.

પ્રવેશ ૧૧ મો—સ્થળ-લડાઇ—રાણીનું દુર્જનની ગોળીથી ઠાર થવું, રાજા સમરસિંહને મુર્છા, નાદીરે કેદી કરી સમરને લઈ ચાલ્યા જવું. ડ્રોપ.

અંક પહેલો સમાપ્ત.

---

## અંક બીજો.

પ્રવેશ ૧ લો—સ્થળ-દરબાર—સરદારનો આનંદ, નાચ ગાયન થયા બાદ સમરસિંહને કેદી હાલતમાં હાજર કરવો, તેની પુત્રી સરોજનું માંગુ કરવું, રાજાએ ઇન્કાર કરવો. સરદારનું ચીઢાવું, રાજાને ફાંસીએ લટકાવવાનો હુકમ.

પ્રવેશ ૨ જો—સ્થળ-બગીચો—સરોજનું સખીઓ સાથે બગીચામાં ફરવા આવવું, પોતાના પિતાને કેદી તરીકે લઈ ગયા બાબત શોક, સખીઓએ શાંતિ આપવી, દેશના ઉદ્ધાર માટે ગરબો, બાદ સરોજે પોતાના પિતાને છોડવવા માટે પ્રયાણ કરવું.

પ્રવેશ ૩ જો—સ્થળ-રસ્તો—અમરતનું પાનાચંદને ત્યાં રૂપીઆ જમે મુકવા આવવું, પાનાચંદનું મોહીત થવું, રૂપીઆ

આપી અમરતનું જવું, ત્યાર બાદ શંકરભટનું, રૂપીઆ આપી ચાલ્યા જવું, બાદ ચોરોનું આવવું, ચોરી કરી જતા રહેવું.

પ્રવેશ ૪ થો-સ્થળ-જંગલ-રાજાને ફાંસીએ લટકાવવો, સરોજનું આવવુ પોતાના પિતાને મુક્ત કરવો, સિપાઈ ઠાર, અવાજ સાંભળી નાદિરનું આવવું, સરોજને જોઈ મોહિત થવું, પ્રેમની માંગણી, સરોજનો ઇન્કાર, સરોજને તથા રાજાને કેદ કરવા, કેશરીનું આવવું સરોજને જોઈ મોહિત થવું.

પ્રવેશ ૫ મો—સ્થળ-રસ્તો—કેશરીનું સરોજના રૂપગુણના વખાણ કરતા આવવું, સરોજના છુટકારા માટે જવું.

પ્રવેશ ૬ ઠો—સ્થળ-જેલ—સરદારે સરોજને પોતાના તાબે થવા કહેવું, સરોજનો ઇન્કાર, સરદારનું ગુસ્સે થઈ ઠાર કરવા ધસવું, કેશરીથી બચાવ, સરદારનું નાસીપાસ થઈ ચાલ્યા જવું, સરોજનો કેશરીપર પ્રેમ, કેશરીએ લગ્નથી જોડાવા કહેવું, સરોજે કેશરીને આપણી ગએલી સ્વતંત્રતા મેળવીશું ત્યારે લગ્ન કરીશું એમ કહેવું, કેશરીની સ્વતંત્રતા મેળવવાં ભયંકર પ્રતિજ્ઞા, સરોજ લઈ પ્રયાણ કરવું.

પ્રવેશ ૭ મો—સ્થળ-પાનાચંદનું ઘર—રંગીલાનું આવવું, રંગીલી ન હોવાથી વિચારમાં પડવું, પાનાચંદના આવવાથી રંગીલાનું સપડાઈ જવું, ત્યાં રંગીલે રંગીલીના કપડા પહેરી રંગીલી બની જવું, પાનાચંદે રંગીલીને ચહા લેવા મોકલવી, ખરી રંગીલીનું આવવું, ચહા ન લાવવા માટે શેઠનું ગુસ્સે થવું, રંગીલીએ કહેવું કે તમે મને ચહા લાવવા કહ્યું નથી કહી અંદર જવું, શેઠનું પાછળ જવું, રંગીલાનું રંગીલીના ડ્રેસમાં સપડાવું, ગોટાળો પકડાવો.

પ્રવેશ ૮ મો—સ્થળ—જંગલ—પ્રેમી યુગલની પ્રેમ ચેષ્ટા, હાસ્ય વિનોદ, સરદારના માણસોનું આવી ચઢવું, દુર્જનસિંહે કેશરીની પર્ણકુટીકા સળગાવવી, કેશરીનું ગુસ્સે થવું, બન્નેની લઢાઇ, દુર્જનસિંહની હાર, દુર્જને માફી માંગવી, કેશરીએ માફી આપવી, દુર્જનનું ચાલ્યા જવું.

પ્રવેશ ૯ મો—સ્થળ-દરબાર—દુર્જનનું આવવું, સરદારે કેશરીના સમાચાર પુછવા, દુર્જને પોતાની હારની જણાવેલી હકીકત, સરદારનું ગુસ્સે થવું, સમરસિંહને કેદી દશામાં હાજર કરવો, સમરસિંહને દુર્જનના હાથથી ઠાર કરવા નિશ્ચય કરી સ્મશાનમાં મોકલવો.

પ્રવેશ ૧૦ મો—સ્થળ-સ્મશાન ભૂમિ—દુર્જનસિંહે સમરસિંહને ઠાર કરવા સમશેર ઉપાડવી, શ્રીમતીનું ઉંચા થયેલા હાથપર તીર મારવું, સમશેરનું નીચે પડવું, શ્રીમતીનું આવવું, દુરજને શ્રીમતીને જોઇ ક્રોધિત થઇ તેને ઠાર કરવા ધસવું, કટારથી શ્રીમતીનો બચાવ, પતિને બોધ, દુરજનનું નાસીપાસ થઇ ચાલ્યા જવું.

પ્રવેશ ૧૧ મો—સ્થળ-જંગલ—સરદારનું આવવું, કેશરીની ગેરહાજરીમાં સરોજને બાંધી પોતાના માણસો સાથે રવાનાં કરવી, કેશરીનું આવવું, લઢાઇ, સરદારનું નાસી જવું, કેશરીએ પુંઠ પકડવી, પુલનું તુટવું, કેશરીની શોકજનક દશા. અંક બીજો સમાપ્ત.

---

## અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો—સ્થળ-રસ્તો—કેશરીનું બટકતા આવવું, સરોજ વિના મુંઝાવું, તપેલા હૃદયને શાંતિ મળતી નથી, શોકજનક દશા, આત્મભોગ કરવા તૈયાર થવું, ચંદ દેવીનું પ્રગટ થઇ બચાવ કરવો, ધીરજ આપી દેશનું સાર્થક કરવા ઉપદેશ, કેશરીનું ભયંકર રૂપ, પ્રતિજ્ઞા યાદ કરી ચાલ્યા જવું.

પ્રવેશ ૨ જો—સ્થળ-દરબાર—સરદારે રાજાને ઠાર કર્યા બાબત દુરજનને પુછવું, દુરજનનું ના કહેવું, શ્રીમતીથી થયેલો બચાવ અને તે સંબંધીનો ખુલાસો, સરદારનો ક્રોધ, જેને દેખો તેને સતાવવાનો ઓરડર. કાળો કેર, ગરીબ તવંગરને એક ન્યાય અન્યાય વર્તન.

પ્રવેશ ૩ જો—સ્થળ પાનાચંદનું ઘર—ચોરી થયા બાબત પાનાચંદનો શોક, અમરતનું રૂપીઆની ઉઘરાણી માટે આવવું. શેઠે અમરત પાસે ચીઠી માંગી ખાઇ જવી. અમરતનું મુંઝાવું. પાનાચંદે તેનાપર આશક થઇ બળાત્કાર કરવો, અમરતે કરેલો તુચ્છકાર, પાનાચંદે અમરતનું છરાથી ખુન કરવું. શંકરભટનું આવવું, રૂપીઆ માંગવા. પાનાચંદે ચીઠી માગી ખાઇ જવી. શંકરભટે મદદ માટે પોલીસને બોલાવવા બુમ મારવી, શંકરભટને તમંચાથી ઠાર કરવો. રંગીલીનું આવવું, અમરતનું તથા શંકરભટનું ખુન નિહાળવું અને તે બાબત પૂછવું. પાનાચંદે ઉડતા જવાબ આપવા. રંગીલીનું ખીજવાવું. રંગીલીને ઠાર કરવી, પોલીસનું બુમ સાંભળી આવવું, પાનાચંદને કેદ કરવો.

પ્રવેશ ૪ થો—સ્થળ-સરદારનું શયન ભુવન-કેશરીનું છુપા વેશમાં આવવું, મહેલને આગ લગાડવા પોતાના માણસને સુચન, સરોજનું છુપા વેશમાં આવવું. સરદારનું ખુન કરવા જવું. કેશરીથી અટકાવ, ભેદનો ખુલાસો, કેશરીએ સરોજને લઇ વિદાય થવું, બાદ આગ લાગવાથી બાદશાહનું જાગવું, દુરજને આગ લગાડનાર માણસને લઇને આવવું. સરદારને જણાવવું, સરદારે આગમાં હોમી દેવા હુકમ કરવો.

પ્રવેશ ૫ મો—સ્થળ-રામલાનું ઘર—રામલો પૈસાદાર થયેલો હોવાથી રોફમાં રહેવું, તાડી પીને મોજ કરવી, પોલીસે આવી રામલાને પકડી ચાલ્યા જવુ, રામલીની શોકજનક દશા, તાડી નહિ પ્રતિજ્ઞા કરવી.

પ્રવેશ ૬ ઠો—સ્થળ-જંગલ—રાજા સમરસિંહનો ખેડુતોને ઉપદેશ-સેવામાં હિત સમાયલું છે એમ ઉપદેશ કરવો; એક સંપ થવા કહેવું, શ્રીમતીએ સ્ત્રીઓને કેળવણી આપવા સુચન કરવું, સર્વેનું એકમત થઇ પ્રયાણ કરવું.

પ્રવેશ ૭ મો—સ્થળ-રસ્તો—સરદારે કરેલા ઓરડર પ્રમાણે દુરજને ખેડુતોપર જુલમ ગુજારવો, કેશરી અને સમરસિંહને બતાવો નહિતો મરણને શરણ થાવ, ખેડુતોએ બતાવવા પાડેલી ના, ખેડુતોને માર, સત્ય નિતિનો નમુનો સર્વે ખેડુતોને કેદ કરવા.

પ્રવેશ ૮ મો—સ્થળ-દરબાર—સરદારે દુર્જનસિંહને બોલાવવો, કેશરી અને સમરના માટે પૂછવું, દુરજને સર્વ ખેડુત કેદીને હાજર કરવા, સરદારનું સર્વ હકીકત સાચી જણાવવા ફરમાન, ખેડુતોએ અમે જાણુતા નથી કહી કાલાવાલા કરવા, દુરજને ખેડુતોને સળગતી આગમાં બાળી નાંખવા હુકમ કરવો, સરદારનું વચ્ચે પડવું, દુરજનને દેશદ્રોહીના આરોપ માટે શીક્ષા આપવા જીવતો બાળી મુકવા ઓર્ડર કરવો, સમર અને કેશરીથી બચાવ.

પ્રવેશ ૯ મો—સ્થળ-બગીચો—સખીઓનું આવવું, સરોજના છુટકારા માટે આનંદ, સરોજનું આવવું, સખીઓ સાથે પ્રેમ ચેષ્ટા હાસ્ય વિનોદ, ત્યાં કેશરીનું આવવું, સખીઓનું ચાલ્યા જવું, કેશરીનો સરોજ સાથે પ્રેમ આનંદ.

પ્રવેશ ૧૦ મો—સ્થળ-જેલ—કેદીઓનો પસ્તાવો, પોલીસે આવી સરવે કેદીઓને કાલે દરબારમાં હાજર કરવા સુચન કરી જવું.

પ્રવેશ ૧૧ મો—સ્થળ-દરબાર—સમરને રાજગાદી, એકત્ર સંપથી સભા, સરવેનો આનંદ, નાદિરના હાથે કેશરી ને સરોજનો હસ્ત મેળાપ, હિંદ દેવીનું પ્રગટ થવું ઐક્યતા માટે ખુશાલી.



॥ श्री ॐ ॥

# જાલીમ જમાનો યાને ધ્રુજતી ધરા

## નાટકના ગાયનો.

### મંગળાચરણ.

બાળાઓ—

દીનાનાથ વિભુ ઉગારો
તારો ભવ જળ પાર ઉતારો—દીનાનાથ.
અશરણ શરણે તારે તું મારે કે ઉગારે
યા સહાય સંકટ જાય સુખજ થાય
શાન્તી પમાય—દીનાનાથ.
પીડા તો આ હીંદ તેને ઉગારવાનું આવજે
રીદ્ધી સીદ્ધી વિભુ હમારી
ગયેલી પાછી આપજે—દીનાનાથ.

નાયકા— ૧

બાલમ મોરા કૈસે ના આ ચોરી
ના આ ચોરી મોરા ના આ ચોરી—બાલમ.
જોબન બીતી જાયે ચેન પડે ન હાયે
કયા કરૂ મોરા દુ:ખ સહા ન જાયેરી—બાલમ.

દા૦ ગાં૦ અ૦ તા૦— ૨

ઉડાવો બસ લહેર હાઈએ કીધી મહેર
વળશે આજે વેર બસ જાશું એને ઘેર
મારી કાપી છુંદી એને કરશું કાળો કેર—ઉડાવો.
અલ્યા રામલા આવ
(એ લાયવો દાદા લાયવો)
ઉપર ચવાણું ખાવ નહી મળશે આવો દાવ
ઠીક આજે મળીઆ ઉડાવો ગાંજેકી કલીઆ
અફીણી ઝોકા ન ખા તું
ઠંડી તાડીની લહેર—ઉડાવો.

રામલો— ૩

ખુશી થયોરે હું તો ખુશી થયો
વાહવાહ હેઠીઆ ખુશી થયો
તારી લાવહું મોજ ઉડાવહું
આજથી તારો દાહ થયો—વાહ.
રામલીની પાહે જવા દે
ગ્યાલન બે એક તારી લેવા દે
આજે હોનાનો હુરજ થયો—વાહ.

દરબારીઓ— ૪

જય પામો મહારાજાધિરાજ અવિચળ તપો તમરાજ

રીદ્ધી સીધ્ધી સફલ વસ્તુને પામો
સુજસ આપનો જગમાં જામો
રૈયત સર્વેનાં દુઃખડાં વામો
ગુણુ સા ગાઇએ તમારા સીરતાજ—જય પામો.

**શ્રીમતી-દુર્જન— ૫**

અવિચારી સાહસ કાર્ય ના કરો
રાજદ્રોહી પાપનો બોજ શીરે ન ધરો—અવિચારી.
રાજ લોભ મળવાની આસે તેનાથી શું પેટ ભરાસે
પાપ તમારૂં નિશ્ચે ખાશે
અઘોર કૃત્ય ના કરો—અવીચળ.
ધીક્ક નારી મેણું શું મારે
નફટફટ નહી સીખ લગારે
બોલ વધુ શું કહેવા ધારે
અબળાનું કહેવું જરા સીરે ધરો—અવિચારી.

**નાદીર-સીપાઇઓ— ૬**

થાવો તૈયાર લગાડો નહી વાર
મારી કાપી બાળીને લુંટી લીયો નગર બજાર—થાવો.
શાણુા સરદારો હરદમ રહેજો હુશીયાર
દુષ્ટનો સંહાર કરવા હસ્તમાં ધરો તલવાર
તૈયાર હુશીયાર દુશ્મનની છે હાર

કરશું સંહાર દયા નહી લગાર
કૃતાંત બનશું કાળ-થાવો.

રંગીલી-રંગીલ— ૭

હાંરે મારી ખીલી જુવાની એળે જાય છે
અરે કોઇ આવો આ પુષ્પને ખીલાવો
ભોગી ભ્રમર વિના કરમાય છે-હાંરે.
રંગીલ આવશે મીઠાઇ લાવશે
મનગમતી મોજ કરાવશે
ઘરનો ધણી મારો કંજુસ છે
દમડી માટે મરી જાય છે-હાંરે.
આવ્યો છું પ્યારી લાવ્યો છું ધારી
લે આ હાર મોતીનો તૈયાર છે
લાવોને પ્યારા રસીકજી મારા
આ દાસી આપની તૈયાર છે-હાંરે.

રંગીલી— ૮

એ....એ....એ....ચાલો હું તમને જમાડું
એ મારા પ્યારાને રંગમાં રમાડું-ચાલો.
ભોજન પીરશું ભાત ભાતનાં
ચટણી કચુંબર શાક જાત જાતનાં
મગજ ને મોતીચુર લાડુ-ચાલો.

સેજ સુંવાળી મખમલુની તૈયાર છે
મોહનજી મારા હૈયાના હાર છે
પ્યાલી હું પ્રેમની પીવાડું—ચાલો.

રાણી-રાજા— ૯

શત્રુથી લડજો પાછા નહી પડજો
આવીશ પીયુ રણમાં લઢવાને કાજ—શત્રુ.
દેશને કાજે વ્હાલી પ્રાણ આ તૈયાર છે
મોગલોના હસ્તે મરવું તેનાથી કદી નહી ડરવું
ક્ષત્રીની ટેકથી ધરા ધ્રુજાવશું રે—શત્રુ.

સાખી—લક્ષ્મી લુંટાતી દેશની એ....બચાવો સ્વામી આજ,
પાપી અધર્મી આવીઆ લેવાને સતિઓની લાજ.

તેનાથી બચાવોરે પાછા નહી આવોરે
ક્ષત્રીકુળ સીરોમણીરે—શત્રુ.

સમરસીંહ— ૧૦

નફટ ફટ ધીક દેશદ્રોહી તુને
બતાવે મોઢું કાળું ઓ નિર્લજ મુને—નફટ.
દુર થા દુર ઓ અવિચારી લજવી તે જનુની તારી
પાપી થયો દયા નહી આવી તુને—નફટ.
મરણથી ડરી ગયો મલચ્છને શરણે થયો

ક્ષત્રીકુળને એબ આપી કલંકીત થયો તું પાપી,
વધુ શું કહુ ધીક્કાર છે તુને—નફ્ફટ.

નાયકા— ૧૧

છોટી છોટી છતીઆં માનુ નહીં બતીઆં
મોહન તેરી અખીયાં ને જાદુગરા હય—છોટી.
રાત બીતી ન જાયે મોરી
કહા કહુ મન દુઃખ
બીતી સારી રે ન બાલમ ન આયે
પાઉમેં કૈસે સુખ—છોટી.
પીયુ કારન મૈય બનુ જોગણુ કાલે ઉભેષ
હુ હુ મેરે પ્યારે ને જંગલ દેશો દેશ—છોટી.

નાયકા— ૧૨

પીયુ બસે પરદેશકી માંહી
તેરે બીના ચેન આવત નાહી—પીયુ.
જપુ તેરી માળા નીશદીન મનમાં
લગની લાગી હય મેરે તનમાં
ભોજન સારે ભાવત નાહી—તેરે.
આવોજી પ્યારે સતાવો ન સૈયાં
મોહનજી ચતુર સુજાણ કનૈયા
તલપ તલપ જીયા પાયે
દુઃખ કહાં કહો ન જાયે
અંતર પીડા કોણુ જાણતા નાહી—તેરે.

## સરોજ-સખી— ૧૩

હાય દશા મુજ થઇ શું નઠારી
બચવાની નથી હવે કાંઇ બારી—હાય.
પીતા કેદી થયાં દુષ્ટે દયા નહી કરી
પુત્રીના દુઃખની દાઝ આવી નહી જરી
સંકટ સહન કરૂં કેમે ભારી—હાય.
ધિરજ ધારો શોક નિવારો
શુરવીર બની પીતાને ઉગારો
થાશે વિભુ આપને સહાયકારી
આજે ઉડાવો આનંદ ભારી—હાય.

## સરોજ-સખી-ગરબો— ૧૪

તૈયાર થાવોને સખી સહુ આવોને
દેશને ઉદ્ધારવા ભુમીને વધાવોને—તૈયાર.
મળીઆં આજે આપણે
એક સંપ સહુ થાવ
અસ્ત્ર શસ્ત્ર સજીને સુરી
ક્ષતાણી બની જાવ
દેશનો ઉદ્ધાર કરશે વિભુ વ્હાર
આનંદે ઉમંગે ભુમીને વધાવોને—સખી.
કરીશું સેવા દેશની આત્મભોગે સહીશું સહુ

ચાલો ઉગારો રાયને
વધુ વિવેકીને શું કહું
સફળ જીંદગી ગણાય
કલ્યાણ દેશનું જો થાય
પ્રીતેથી પુણ્યાત્મા બચાવોને—તૈયાર.

સમરસીંહ— ૧૫

મનુષ્ય તું ભુલ ખાય છે
ધાર્યું તારૂ થાશે નહી
ચઢતી પડતી સૌની થાય છે
લખ્યા લેખ તે મીટે નહી—મનુષ્ય.
હરીશ્ચંદ્ર સરખો રાજવી
સતિ તારામતી રાણી સહી
નીચ ઘેર પાણી તે ભરે
સતિયા સત્ય ચુકે નહી—મનુ.
પ્રભાતે રામ રાજા થશે
અધર્મી રાવણ શું બચી જશે
સવળુ થાતાં અવળુ થયું
અયોધ્યા મુકી જંગલ મહી—મનુ.

કેસરી— ૧૬

ચંદ્રવદની ચપળા ચતુરા
ચોરી ગઇ હ્રદય મોરારે

પ્યારી વિના ચેન પડે નહી
જીવ ગભરાયે મોરારે—ચંદ્રવદની.
કમળવદની ગજ ગામીની
કોમળ કટી લચકાય
ચંપકવરણી કમળ નયની
વખાણુ કરૂં શાં તોરારે—ચંદ્ર.
ભેટ પ્યારી થાશે તારો
જેલ થકી કરૂં છુટકારો
મન મારૂં વિહ્વળ તુજથી રહે છે
દર્શન કરૂં હું તોરારે—ચંદ્ર

કેસરી— ૧૭

જે પ્રેમ પ્રગટે અંતરે એ જીંદગીનું ગાન છે
જણાય ઉત્તમ વસ્તુ જગતમાં
પણુ પ્રેમ મંત્ર મહાન છે
મન મુઝાય છે અકળાય છે........પ્યારી મારૂં
ચેન પડે નહી તુજ વિના લાગે સુખ અકારૂં—મન.
સાર સંસારનો જણાય છે પ્રિયા તુજથી
સ્રી સતિ શાણી વિના
સુનુ દીસે છે ઘર મારૂં—મન.
દેવીની ઉપમા તુજને જગતમાં આપી શકાય
સન્નારીઓ ન હોય ત્યાં લાગે જગત ખારૂં—મન.

સરોજ— ૧૮

સહાય થાવો હે મોરારી
સ્તુતી કરૂં હું તારી–સહાય.
વૃજવલ્લભ કરૂં કાલાવાલા નટવર કહાન કનૈયા લાલા
સંકટ સર્વ નિવારો આસમારી–સહાય.
રાત્રી જેવી અંધીયારી પામે ન ચંદ્રનો ભાસ
તિમીર સમતાં નિસા વિરમતાં સુર્ય ઉદય પ્રકાશ
એજ પ્રમાણે દયા કર તું
સુખ આપી સંકટ અમ હર તું
નૌકા ભર દરીયે ડુબે હમારી
આશા તારી લેજે ઉગારી
મુર્તી સારી મંગલકારી–સહાય

સરોજ-કેસરી— ૧૯

નાથ લીયો મુને સાથે હું આવું સાથે હું આવું
તજી ઘટે નહી પ્રીતમ જાઉં–નાથ.
વિયોગ તમારો અતિ દુઃખકારી
મુંજાય હૃદય મમ તલસ્યુ ભારી પ્રિયે સુખકારી–નાથ.
હર્નિશ ગુફાગીરી તરૂમાં કેમ રહેવાશે સુંદરી
ટાઢ ને તડકાઓમાં ભુખ તરસમાં જાશો મરી
ડરૂ નહી પીયુ દુઃખથી સહીશ એવાં કષ્ટો પ્રીત કર
સુખકર સમાગમ આપણો
વરોશું સાથે વીજય વરી
રહેશું સદા ધિરજ ધરી–નાથ.

૨૦ પા૦ રંગલી—　　　૨૦

મારો નહી અરેરેરે (૨)
છોડું નહી લુચ્ચા તને
આપું શિક્ષા આજ તેં ખુબ ગોટાળો કીધો
લીધી મારી લાજ પડો નહી આઝ આવે છે દાઝ–મારો.
દયા તો જરા લાવો સ્વામી વધુ ન સતાવો
થયો મુને પસ્તાવો કરૂં ક્યાં જઇ હું દાવો–મારો.

સરોજ-કેસરી—　　　૨૧

ઝુલોજી ઝુલો હું તમને ઝુલાવું
મીઠાં મીઠાં ફળો આપી મારા નાથને રીઝાવું–ઝુલોજી.
બનાવું પુષ્પની માળા પહેરાવું
હૃદયના હારને કંઠે સોહાવું–ઝુલો.

સાખી—કરૂ સેવા હું આપની જાણું સુંદીર શ્યામ
　હાવભાવથી રીઝાવું છો હૃદયના આરામ.
રાજકુમારી સેવા તમારી હૃદયે ધારી
દેવી કહી બોલાવું–ઝુલોજી.
સતિ શાણી જે જગતમાં પતિને રીઝે સદા
તજે નહી જે સ્વામીને આવે શીરે આપદા
ધન્ય છે ટેક તેનો વિવેક
જાણે પતિ એક ગુણ તેના શા ગાવું–ઝુલોજી.

સમરસીંહ—　　　૨૨

મનવા છે ખોટો સંસાર ન પામ્યો કોઈ એનો પાર–મનવા.
સુખ દુઃખ આ સૃષ્ટિ મહી

સરજ્યા સરજનહાર મનુષ્યના કર્મો પરે છે તેનો આધાર
ભીખ્યા શોક ના ધાર–મનવા.
દયા દીનતા દાનમાં હરનિશ રાખો પ્યાર
આમાં સર્વે સ્વાર્થનાં છે જાણો આળ પંપાળ–મનવા.
સત્ય નિતીને રીતી જનમાં જોડો ચીત્ત નરનાર
બીજા અન્ય ઉપાય નકામા તરી જાશો ભવપાર–મનવા.

શ્રીમતી— ૨૩

ભકતજનોને વિભુ બચાવનહાર બચાવનહાર વિભુ તારણહાર–ભકત.
પ્રથમ ભક્તોને દુઃખ આપે કરી કસોટી કષ્ટ તું કાપે
સંકટ સમય મહ વિભુ તારણહાર—ભકત.
પ્રલ્હાદ ભકતને પુરો સતાવ્યો સુવનવાને તેલમાં તાવ્યો
છેવટે કીધી ભકત તણી વ્હાર દુષ્ટો અંતે પામ્યા હાર
દુષ્ટો અંતે પામ્યાહાર—ભકત.
જુવો વિચારો અધર્મ ન ધારો પ્રભુ ભજવાનો સમય છે સારો
સમજ સમજ મન કરી લે વિચાર
કરી લે વિચાર દયા હૃદયમાં તું ધાર–ભકત.

કેસરી— ૨૪

અરે કોઈ લાવો મમ પ્રીયને બતાવોને
મન ઘાયલ થયું મારૂં રૂજ ન આવે
પ્રીયાને બતાવે સંદેશા ન લાવે—અરે કોઈ.
સાખી—ચોરી ગઇ દીલ મારૂં રટુ હું હરનીશ
નામ સુજ પડે નહિ પ્યારી વિના.
મળે નહિ આરામ—અરે કોઇ.

પ્રેમદા વહાલી મળે નહિ સુનું લાગે રાન
ક્યાં જઈ શોધુ પ્રિયા તને ભુલ્યો ભામા ભાન
સાન ભાન ભુલાવે પ્રીયાને બતાવે
મન ધાયલ થયું મારૂં રૂજ ન આવે—અરે કોઈ.

રામલો—રામલી— ૨૫

લે લે લે લે પીલે ટારી વાહરે વાહ ઓ રામલી મારી
લાવ લાવ જરા પી લઉં ટારે તેહુ ખુશી થાઉં
રામલા ને રામલીની જોડી બહુ હારી
હું થયો રાજા ટારો તુ થઇ રાણી મારી
પીવાનાં છે મજા આજે હેઠે આપી રજા
કરહુ આજે લેર ટારીએ કીધી મહેર
આવરે મારી દેવશંકરની ધારી–લે લે લે લે પી લે ટારી.

શ્રીમતી— ૨૬

સુધરે નહિ માતા તહી બચ્ચાઓ આજ્ઞાત રહે
સ્ત્રીઓની ન્યુનાથી ત્યાં દેશ પ્રથમ પગથીયું માતા તણું–બચ્ચાઓ.
બચપણમાં સાથી રહે માતા આપે ભાન
કન્યા કણક જેમ કેળવે તેમ તે સુધરે સહી
સંસારમાં ગ્રહણીરૂપે સ્વાને સાથે સહે
પ્રધાન રાજ્ય સાચવે રાજ્યનો આધાર
સ્ત્રી ધરમાં શોભતી સાચવે ધરનું દ્વાર
કેળવણી માતા તણી પ્રથમ આપે કામ
સુધારે નીજ બચ્ચાને એસે નહિ જ્યાં દામ
સ્ત્રીઓ સારૂં પામે માન દીયો ને તેને ઉચું જ્ઞાન

ત્યારેજ આ દેશ આબાદ રહે
સુધરે નહિ માતા તણી બરચાઓ ધ્યાને રહે.

**શ્રીમતી-સર્વે—** ૨૭

હમારા દેશનું કલ્યાણ કુબુદ્ધી કાપો પ્રભુજી આપો બ્રહ્મજ્ઞાન-હમા
સકળ પ્રાણીનું ભલુ થવામાં એક સંપ જો થાય
એક સંપ જો થાય દયા દીનતા સત્યને ધારો
એજ સાચા પ્રમાણુ-હમારા દેશનું કલ્યાણ.
ભારતજન કરીએ અભીવંદન હે જગદાધાર
સ્વતંત્રતા ગયેલી પાછી આપો હમારો દેશ હીંદુસ્તાન-હમારા

**વારાંગના—** ૨૮

કરું હું દેશની સેવા જીવન ધનની નહિ પરવા
સુધારો દેશનો કરવા નિશ્ચય મારો જગે ફરવા
બનાવીશ કુટુમ્બ મારાને સુણાવીશ સંગીત સારાને
થાય જેમ દેશનું સારૂ તેવી ઇચ્છા હૃદય ધારૂં
ઉદ્દેશ એજ મારો છે કુસંપ કજીઓ અકારો છે
સંપીને સર્વ જો રહેશો રીદ્ધી સીદ્ધી વિભુ દેશે
માટે ઓ આર્યના સંતાન કરાવું ઐક્યતાનું ભાન
પ્રાણી સર્વના છે સમાન મીથ્યા ન કરો અભિમાન
કલ્યાણ દેશનું કરજો સંકટ રંકનું હરજો
નીતીનો પાઠ હૃદય ધરજો સત્યના કાર્ય તમે કરજો

**સાખી—**માયા મોહ મમતા તજો તજો ક્રોધ અભીમાન
પ્રભુ ભજન કરો સદા એજ મારૂં ગાન નાચ.

**શાન્તી ! સમ્પુર્ણ ! ! શાન્તી ! ! !**